११

# કાશીની ‘પંડિતસભા’

હું કાશીજીમાં હતો ત્યારે કાશીની ‘પંડિતસભા’ તરફથી ત્રણ પ્રશ્નો ઉત્તરને સારુ મને મોકલવામાં આવ્યા હતા. તે પ્રશ્નોનો ઉત્તર આપવો તે વખતે જ મને મારો ધર્મ લાગ્યો હતો. પણ મુસાફરીને લીધે અવકાશ ન હોવાથી હું તેમને વહેલો પહોંચી શક્યો નહિ, અને પ્રશ્નો મારા દફતરમાં જ પડ્યા રહ્યા. હવે દફતરમાં એકઠા થયેલા કાગળોનો નિકાલ કરતાં તે પ્રશ્નો મારી નજરે પડ્યા છે. તે નીચે પ્રમાણે છે:

“૧. શ્રુતિઓ અને શ્રુતિસંમત સ્મૃતિઓને સંપૂર્ણ માનનારા સનાતનધર્મી ધર્મશાસ્ત્રજ્ઞોથી હરહાલતમાં અસ્પૃશ્યોને અડવાનું સમર્થન શાસ્ત્ર પ્રમાણે કેવી રીતે કરી શકાય? કારણ આપણાં શાસ્ત્રોમાં તો ‘देवयात्राविवाहेषु संकटे राजविप्लवे। उत्सवेषु च सर्वेषु स्पर्शास्पर्शों न दुष्यतः॥’ જેવા અપવાદોને બાદ કરીને તેના સમર્થનમાં કોઈ પ્રમાણ નથી. વળી આવા ધર્મશાસ્ત્રજ્ઞોથી કેમ કહેવાય કે હિન્દુધર્મમાં અસ્પૃશ્યતાનું સમર્થન જ નથી?

૨. આપણા દેશમાં સનાતનધર્મી હિન્દુઓની મોટી સંખ્યા તો 'तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ।' આ ગીતાવાક્યને અવિચલ શ્રદ્ધાભક્તિથી માનનારી જ હોય છે. અને તે લોકોમાં જ તમારે કામ કરવાનું રહ્યું; ત્યારે જ્યાં લગી તમે તમારી અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિને શાસ્ત્ર પ્રમાણે સિદ્ધ નહિ કરી શકો ત્યાં લગી તેનો પ્રચાર કેમ થઈ શકશે?

૩. મુસલમાન ઉલેમાના હૃદયમાં તો એવી ભાવના ઠાંસી ઠાંસીને ભરેલી છે કે ઇસ્લામધર્મ સિવાય બીજા ધર્મના અનુયાયીઓની કતલ કરવામાં પુણ્ય છે, અને તે 'કાફીર' છે એટલે તેઓ સાથે ત્યારે જ હળીમળી શકાય જ્યારે તેઓ ઇસ્લામ-ધર્મ સ્વીકારે. અને ઉલેમાનો હુકમ તો રહ્યો બધા મુસલમાનોને સારુ દિવ્યવાણી જેવો. જ્યાં સુધી આવી સ્થિતિ છે ત્યાં સુધી હિન્દુમુસલમાનો વચ્ચે મેળ કેમ થઈ શકે?"

પંડિત મહાશયો મારા ઉત્તરમાં પાંડિત્યની આશા તો નહિ જ રાખે. હું મારા અનુભવથી જેવી રીતે ધર્મનું સ્વરૂપ સમજ્યો છું, અનુભવદ્વારા શાસ્ત્રોનો અર્થ જે સમજ્યો છું તે પ્રમાણે જ ઉત્તર આપવાનો નમ્ર પ્રયત્ન કરીશ.

નામમાત્રથી શ્રુતિસ્મૃતિઓ કહેવાતાં બધાં પુસ્તકો ધર્મવાક્ય થઈ જતાં નથી. કોઈ પણ વાત જે સત્યાદિના અટલ સિદ્ધાંતોની વિરુદ્ધ છે તે ધર્મપ્રમાણ તરીકે સ્વીકારી શકાતી નથી. મનુસ્મૃતિ આદિ ગ્રંથો હાલ જે સ્વરૂપમાં આપણી આગળ મૂકવામાં આવે છે તે જ તેમનું મૂળ સ્વરૂપ હતું એમ નથી લાગતું. કારણ કે તેમાં આજે તો અનેક પરસ્પરવિરોધી વચનો છે. વળી કેટલાંક વચનો તો સનાતન નીતિ, સિદ્ધાંત અને બુદ્ધિને પણ પ્રતિકૂળ છે. શ્રુતિગ્રંથોનાં રહસ્ય જોતાં તો અસ્પૃશ્યતાની પ્રથા સાવ પાપ જ લાગે

છે. અસ્પૃશ્યતાની બાબત મેં જે કહ્યું હતું તે તો આ પ્રમાણે હતું; 'આજે આપણે જેને અસ્પૃશ્યતા સમજીએ છીએ તેને સારુ શાસ્ત્રમાં કોઈ પ્રમાણ નથી.' આ વાક્યમાં અને જે વાક્ય પંડિતોએ મારે વિષે આરોપ્યું છે તે વચ્ચે મોટું અંતર છે.

આજકાલની વ્યાખ્યા પ્રમાણે અસ્પૃશ્યતાનું સમર્થન પ્રચલિત ધર્મગ્રંથોને આધારે થઈ શકતું નથી એ મારી માન્યતા છે. જે સ્મૃતિવાક્ય કાશીના પંડિતોએ આપ્યું છે તે તો ઊલટું મારા પક્ષનું સમર્થન કરે છે. 'દેવયાત્રા, વિવાહ, સંકટ, રાજવિપ્લવ અને ઉત્સવ' એ તો આજે પણ આપણી સામે મોજૂદ છે. આવે સમયે સ્મૃતિઓમાં અસ્પૃશ્યતાનું સમર્થન ન હોય તોપણ પંડિતોથી જનતાની સામે અસ્પૃશ્યતાને ટેકો કેમ આપી શકાય?

આ પછી બીજા પ્રશ્નનો ઉત્તર આપવાની વધારે જરૂર નથી રહેતી. હું સ્પષ્ટ રીતે સિદ્ધ કરી ચૂક્યો છું કે પંડિતોએ પોતે જે વાક્યનું પ્રમાણ આપ્યું છે તે મારા કામને સારુ બસ છે. પણ શાસ્ત્ર એટલે શું એ પ્રશ્ન ઉપર થોડો વિચાર કરીએ. હું ઉપર જણાવી ચૂક્યો છું કે સંસ્કૃત ભાષામાં છપાયેલ દરેક ગ્રંથને શાસ્ત્ર માની લઈએ તો પુણ્ય પાપ સિદ્ધ થઈ શકે અને પાપ પુણ્ય બની જાય; માટે ગીતાની ભાષામાં કહીએ તો ગીતાના 'स्थितप्रज्ञ'નું વચન એ જ શાસ્ત્રનો બુદ્ધિગ્રાહ્ય અર્થ થઈ શકે. માટે જો પંડિતો સમાજને સીધા માર્ગ ઉપર લઈ જવા ઇચ્છતા હોય તો તેમણે પાંડિત્યની સાથે 'પ્રજ્ઞા'ને સ્થિર કરી રાગદ્વેષાદિને જીતવા રહ્યા. જ્યાં સુધી પંડિતો તપશ્ચર્યા કરીને ગીતાની

ભાષાના 'બ્રહ્મભૂત' નહિ બને ત્યાં સુધી મારા જેવા પ્રાકૃત મનુષ્યો પાસે અનુભવની ઓથે રહી સેવા કરવા સિવાય બીજો ઇલાજ નથી.

હવે ત્રીજો પ્રશ્ન: મારો નમ્ર અભિપ્રાય છે કે ત્રીજો પ્રશ્ન પૂછીને પંડિત મહાશયોએ પોતાનું અજ્ઞાન પ્રગટ કર્યું છે. અન્ય ધર્માવલંબીઓની હત્યા કરવી એમ ઇસ્લામ નથી શીખવતો કે નથી હિન્દી ઉલેમામાત્રના હૃદયમાં એવી ઇચ્છા; નથી બધા મુસલમાનો એવા ઉલેમાના પ્રભાવમાં. ઉલેમા ગમે તેવા હોય, હિન્દુધર્મની રક્ષા તો હિન્દુઓની પવિત્રતાથી જ થઈ શકે, બીજા કોઈથી નહિ. આત્મા જ આત્માની રક્ષા કરી શકે, 'આપ ભલા તો જગ ભલા' એ લૌકિક કથનને ન્યાયે સહુ સાથે હળીમળીને રહેવું એ આપણું કર્તવ્ય છે. મારો અનુભવ પણ મને એ જ કહે છે.

તા. ૨૧-૭-'૨૯

# સૂચિ

# ગાંધીજીનાં અન્ય પુસ્તકો

| | |
|---|---|
| આત્મકથા ભા. ૧–૨ | ૧—૦—૦ |
| કેળવણીનો કોયડો | ૧—૦—૦ |
| વ્યાપક ધર્મભાવના | ૦–૧૪—૦ |
| ખરી કેળવણી | ૦–૧૨—૦ |
| અહિંસા | ૦—૮—૦ |
| વર્ણવ્યવસ્થા | ૦—૬—૦ |
| ગોસેવા | ૦—૫—૦ |
| અનાસક્તિયોગ | ૦—૨—૦ |
| गीतापदार्थकोष | ૦—૪—૦ |
| મંગળપ્રભાત | ૦—૧—૦ |
| આશ્રમવાસી પ્રત્યે | ૦—૨—૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૧ | ૦–૧૨—૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ભા. ૨ | ૧—૦—૦ |
| યેરવડાના અનુભવ | ૦–૧૨—૦ |
| હિંદ સ્વરાજ (હસ્તાક્ષરમાં, ખાદીનું પૂઠું) | ૧–૧૨—૦ |
| (સાદું પૂઠું) | ૧—૪—૦ |
| ગાંધીજીનું નવજીવન (ચાર ભાગ) | ૧૧—૦—૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦—૪—૦ |
| ત્યાગમૂર્તિ અને બીજા લેખો 'સુધારાવધારાવાળી નવી આવૃત્તિ' | ૦–૧૨—૦ |

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ